80

દયાનંદ સરસ્વતી

सत्यमेव जयते नानृतं सत्येन पन्था विततो देवयानः ।
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत् सत्यस्य परमं निधानम् ॥

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**લક્ષ્મણ હરિ.**

અમદાવાદ પીરમશાહરોડ ઉપર નીર્મળ પ્રીન્ટીંગ પ્રેસમાં,
બલુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.
**અમદાવાદ.**

દરેક આતુર તથા વિચારવાન માણસની ફરજ છે, કે સત્યને શોધી કાઢવું, તથા તે સત્ય બાજાઓને પોચાડવુ. જેઓ પોતાના સાથીઓ પર પ્રેમ કરે છે, તથા સારી વસ્તુઓની આશા ધરાવે છે, તેઓની નિષ્ઠા જગતમાં સમાયલી ભુલ, તથા તે ભુલથી થતા શોકજનક પરિણામોને, દુર કરવાની હોવી જોઇએ. જેઓ આપણાથી જુદી રીતે વિચારે છે, તેમના મત સાંભળવા, ને તે ખુલ્લા મનથી સાંભળવા, એજ એકલો ડહાપણ તથા ન્યાયનો માર્ગ છે. આપણ માણસોને, ઇશ્વરે સત્યાસત્ય પારખવાને મગજ તથા શક્તિ આપી છે, માટે સત્ય સબંધી આપણે આગળથી જે મત માનતા આવ્યા છીએ, તે મત વિષે વિચાર તથા અભ્યાસ કર્યા પછી, એવુ પરિણામ આવે કે તેઓ જુઠા છે, તો તેમને મુકી દેવાની આપણી ફરજ છે, એટલુજ નહિ પણ આપણે માટે એ વ્યાજબી છે.

આપણે સત્યના શોધક છીએ—અથવા તો શોધક થવુ જોઇએ, કેમકે ઇશ્વરના માર્ગ ઉપર જનારા માત્ર એવાજ હોય છે. બધા સત્ય શોધકો, ગમે તો તે હિંદુ, અથવા મુસલમાન, આર્યા, સીખ કે ખ્રિસ્તીઓ હોય તો પણ ભાઇઓ છે. સત્ય, ખ્રિસ્તી કે આર્યા, કે બીજા કોઇ ધર્મ વડે બંધાએલું નથી. તે બધા ધર્મોની ઉપર છે ને બધાથી અલગ છે. જે તેને શોધવા ચાહે છે, તેણે ભક્તિને માટે માણસના ઘડેલા બધા નિયમો, વિસારી દેવા જોઇએ. તેણે સત્યને પોતાના ધર્મ તરફ મરડવાને નહીં, પણ તેના ધર્મમાં સત્યને ઉલટી જે કઇ વાતો હોય, તે વાતો પર પ્રબળ થવાને મેનત કરવી જોઇએ.

હુ આ પુસ્તકનો લખનાર એક ગરીબ શોધક છુ. હુ એકલા મારે માટે નહિ; પણ મારા ભાઇઓને માટે પણ શોધુ છું. જ્યા કહીં મને સત્ય મળે ત્યાથી તેને લેવાને, તથા જ્યા કહીં મને ભુલો જડે, ત્યાં તેમની સામે થવાને હુ તૈયાર છુ. ઇશ્વર એવું કરે, કે સત્યને માટે નીચે જે લખ્યુ છે, તે બધાંને માન્ય થાય. મેં જે લખ્યુ છે તે, જો અસત્ય હોય તો સત્યનો ઇશ્વર, લેખકને તેની અબળતાને માટે ક્ષમા કરો, અને એવું કરો કે આમાંની ભુલો વાંચકવર્ગ એકદમ પકડી શકે.

ડા. ચીરંજીવ ભારદ્વાજે, સ્વામી દયાનંદ સરસ્વતીના 'સત્યાર્થ પ્રકાશ'
નો જે તરજુમો કીધો છે તેમાં ... એનુ વાક્ય છે:—" આપ્ત તથા
જ્ઞાની માણસની માત્ર આ એકજ ... કે બધા આગળ, લખીને અ-
થવા ભાષણ કરીને, ખરી ... પ્રગટ કરવી." આ વાતમાં

આપણે બધાં અંતઃકરણથી સમ્મત છીએ. હું જોકે 'વિદ્વાન' હોવાનો દાવો નથી કરતો, પણ સત્યનો શોધક છું, માટે જે વાતો મને સત્યને ઉલટી જણાય છે, તે બધીપર પ્રશ્ન પુછવાનો હક ધરાવું છું. આ પત્રિકા કોઇ ખ્રિસ્તીએ આર્યા સમાજને ઉલટી લખેલી નથી, પણ એનુ નામ આ પ્રમાણે કેવાઇ શકે. "સ્વામી દયાનંદ સરસ્વતીએ વેદનુ જે તત્વ જ્ઞાન શીખાડયુ છે તેમા, અને જે શીખાડવાનો દાવો વેદ કરે છે તેની અંદર, એક સત્યના શોધકને નડતી અડચણો."

જે ગ્રહસ્થો આ વાચે તેમને મારી વિનતી એ છે, જે તેઓ ધિરજ રાખે. મારૂ લખવાનું કારણ એ છે, કે જો તેમની પાસે સત્ય હોય, તો મારે મારી અડચણો તેમને દેખાડવી જોઇએ. કે આ મારી અડચણો દુર કરવાનો તેમને લાગ મળે. પરંતુ જો આર્યસમાજનુ શિક્ષણ ભુલ ભરેલુ હોય, તો એક ભાઇ તરિકે મારી ફરજ છે કે, જયા મને ખામી જણાય છે ત્યા હુ તેને દેખાડી આપુ. જો હુ એમ ન કરૂ, તો હુ તેમનો નુકસાનકર્તા થઇ પડીશ. માટે મારા વાચક તમે હિંદુ, આર્યા કે મુસલમાન જે કંઇ હો, તે એક ઘડીને માટે ભુલી જાઓ. હુ ખ્રિસ્તી છુ એ પણ ભુલી જાઓ. આપણે બધા જીવનદાયક સત્યને શોધીએ છીએ અને જ્યાં કહીં ભુલ મળે ત્યા, તેના બધા બન્ધનોથી પોતાને છુટા કરવાને યત્ન કરીએ છીએ, તેજ માત્ર યાદ રાખોએ. અમારા શાસ્ત્રમાં લખ્યું છે કે 'જે શોધે છે તેને જડે છે.'

તમારે પણ એવા એક દોહરો છે.—

जीन खोज्यो तीन पाइयो गहिरे पानी पैठ ।
बग विचारा क्या करे रहे किनारे बैठ ॥

માટે સ્વામી દયાનંદ સરસ્વતીએ આપણુને જે શીખાડયુ છે, તે તપાસવામાં આપણું ચિત્ત લગાડીએ; ને ઇશ્વર તરફ જવાના, જે માર્ગમાં આપણે તરક્કીઆ મારીએ છીએ તે માર્ગમાં, તેમનુ શિક્ષણ આપણુને વધારે આગળ ચલાવશે કે નહિ, તે શોધી કાઢીએ.

આપણુને શીખાડેલુ છે, જે (ઇશ્વર, જીવ, તથા જગતનું કારણ એ ત્રણે અનાદિ છે.) અને (નાશ રહિત) અંત વિનાનાં છે. સત્યાર્થ પ્રકાશમાં નીચે પ્રમાણે લખેલુ છે.

જુઓ ગુજરાતી તરજુમો પૃષ્ઠ ૨૧૨.

જેમ દિનની પૂર્વે રાત્ર અને રાત્રિની પૂર્વે દિન, તથા દિનની પછી રાત્ર અને રાત્રિની પછી દિન, બરાબર ચાલ્યાં આવે છે; તેજ પ્રકારે સૃષ્ટિની પૂર્વે પ્રલય અને પ્રલયની પૂર્વે સૃષ્ટિ, તથા સૃષ્ટિની પછી પ્રલય અને પ્રલયની પછી સૃષ્ટિ, એમ અનાદિકાળથી ચક્ર ચાલ્યું આવે છે, તેથી એનું આદિ કે અન્ત નથી.

તેટલા માટે આ ઉત્પતિ ખરેખરી છે, એમ માનેલું નથી. કેમકે બધાં ઉપાદન કારણ આરંભ વિનાનાં છે જે પદાર્થો હસ્તિમાં છે, તેમાંથી જાણે કે જગત નીકળી આવે છે. આ જગતના બનવાનું તથા તેના વેરાઇ જવાનુ નિમિત કારણ પરમાત્મા છે. વળી એમ પણ વાંચીએ છીએ કે.—

જે સર્વ પ્રકૃતિના અવયવ આકાશાદિ ભૂત પરમાણુઓને યથાયોગ્ય મેળવેછે, શરીર સાથે જીવોનો સબંધ કરીને જન્મ આપે છે; અને સ્વયં કદી જન્મ લેતો નથી, એથી તે ઇશ્વરનુ નામ "અજ" અજ છે. પૃષ્ઠ ૧૫.

આ પરમાત્મા જે,—તત્વોનો જોડનાર છે—તે કેવો છે તેને માટે કહેલું છે કે તેઃ—

૧. પૂર્ણ જ્ઞાની. પૃષ્ઠ ૧૮૦
૨. સર્વ વ્યાપક. „ ૧૭૩
૩. સર્વ સામર્થિ. „ ૮
૪. સ્વય, પવિત્ર, શુદ્ધ, શ્રેષ્ઠ. „ ૮
૫. ન્યાયકારી. „ ૧૭૧
૬. દયાળૂ. „ „

જીવ તરફ તેની વર્તણુક કેવી છે તે વિષે આ પ્રમાણે વાંચીએ છીએ કે તેઃ—

૧ શુદ્ધ કરવા વાળો છે
૨ કલ્યાણ કર્તા છે.
૩ સહુની ભલાઇ તથા સહુનું સુખ ચાહે છે. પૃષ્ઠ ૧૭૩.

જીવને માટે આપણે આ પ્રમાણે વાંચીએ છીએ કે તેઃ—

૧ ચેતન સ્વરૂપ છે. પૃષ્ઠ ૧૮૩
૨ તેનો સ્વભાવ પવિત્ર અવિનાશી તથા ધાર્મિકતા આદી છે. પૃષ્ઠ ૧૮૩.
૩ તે અલ્પજ્ઞ છે ત્રિકાળદર્શી નથી. પૃષ્ઠ ૨૩૫.
૪ વળી આગળ વાંચીએ છીએ કેઃ—

( ૧ ) એ પ્રકારે નાના પ્રકારના જન્મ મરણમાં જીવ, જ્યાંસુધી ઉત્તમ કર્મોપાસના અને જ્ઞાને કરી મુક્તિ નથી પામતો ઇત્યાદિ. પૃષ્ઠ ૨૭૯.

( ૨ ) મુક્તિના સમયમાં તે પૃથક રહે છે. પૃષ્ઠ ૨૭૮.

મુક્તિ કોને કહે છે=જેમાં છૂટી જવુ હોય તેને મુક્તિ કહે છે. પૃષ્ઠ ૨૨૫.

આ સમયમાં તેઓ દુઃખથી છૂટીને સુખ પ્રાપ્ત કરે છે તથા બ્રહ્મમાં રહે છે.

મુક્તિ મેળવવાના જે સાધન વર્ણવ્યા છે તે—

ઇશ્વરની ઇચ્છાને આધિન થવુ; પાપથી દૂર થવું; તથા સારાં કામ કરવાં— વિશેષે કરીને યોગ.

બન્ધ એ મુક્તિથી ઉલટું છે આ તે હાલત છે જેમાં આત્મા દુઃખમાં રહે છે. અને આ દુઃખ પાંચ પ્રકારનું છે.

( ૧ ) અજ્ઞાનતા ( ૨ ) વર્તમાન બુદ્ધિને આત્માથી ભિન્ન ન સમજવી એ અસ્તિમા ( ૩ ) સુખમાં પ્રિતિ ( ૪ ) દુઃખમાં અપ્રિતિ ( ૫ ) મૃત્યુ દુઃખથી ત્રાસ.

**अविद्या दस्मिता रागद्वेषाभिनिवेशाः पंच कलेशाः ।**

**योगशास्त्र पादे २ । सू० ३ ॥**

એટલે ઉપલી પાંચ વાતો આપણને, ઇશ્વર તથા તેની સાથેના સ્વતંત્ર મેળાપથી અટકાવે છે.

સ્વામી દયાનંદ સરસ્વતીએ પોતે દરેક જીવે શું કરવું જોઇએ, તે બાબત નીચે પ્રમાણે કહ્યું છે.

" આ પાંચ કલેશોને યોગાભ્યાસ વિજ્ઞાનથી છોડાવી બ્રહ્મને પ્રાપ્ત થઇને મુક્તિના પરમાનંદને ભોગવવો જોઇએ " પૃષ્ઠ ૨૩૩.

આ મુક્તિનો સમય ૩૧,૧૦,૪૦,૦૦૦૦૦ વર્ષોનો છે. પૃષ્ઠ ૨૨૯.

વળી મુક્તિ વિષે એમ પણ લખેલું છે જેઃ—

"તે મુક્ત જીવ, મુક્તિને પ્રાપ્ત થઇને, બ્રહ્મમાં આનંદને મહાકલ્પ સુધી ભોગવીને, પુન. મહાકલ્પ પશ્ચાત, મુક્તિ સુખને છોડીને સંસારમાં આવે છે." પૃષ્ઠ ૨૨૯.

આ ઉપર આપેલાં ટાંચણુ, તે મહાન સ્વામીના શિક્ષણનું માત્ર ખોખું છે; તોપણ તેમણે પોતાનુ સત્યાર્થ પ્રકાશ, જે મુખ્ય સિદ્ધાંતો પર લખ્યું છે તે એમાં છે. માટે જો આપણે તેમને સમજી લઇએ, તો જે સિદ્ધાંતો

પર આર્યા સમાજ કાઢવામા આવ્યો છે, તે સિદ્ધાંતોથી જાણીતા થઇશું. પાછલા પાના પર જે સિદ્ધાતો આપ્યા છે, તે કાંઇક પ્રથક પ્રથક, છે માટે જે કહેવામાં આવ્યું છે તે એકઠું કરીને સંક્ષેપમા મુકીએ, તો કંઇ હરકત નથી.

તો તે શિક્ષણ આ પ્રમાણુ છેઃ—

ઇશ્વર, જીવ, અને પદાર્થ અનાદિ છે તેઓ અનતકાળથી છે. અને તેઓનો અંત કદી થવાનો નથી. ઇશ્વર જે (સર્વ શક્તિવાન, સર્વજ્ઞ, પવિત્ર શુદ્ધ, ન્યાયી અને દયાળુ છે.) તે; પરમાણુઓને તથા તત્વોને ભેગાં કરીને તેમાથી જગત ઇત્યા. બનાવે છે. તે શરીરોને જીવ સાથે સંબંધ બાધીને જગતમા લાવે છે. જે સમયમાં જીવો જગતમાં હોય છે તે સમયમા, તેમની બધા હાલતમાં તે તેમના પર અધિકાર ચલાવે છે. આથી તેની સ્વતત્ર ઇચ્છામાં (એટલે જેમકે મરણ, મંદવાડ ઇત્યા.) કાંઇ ફેરફાર થતો નથી. તે તેમના પાપોની શિક્ષા તથા શુભ કર્મોનો બદલો આપનાર છે તે તેમનો શુદ્ધ કરનાર તથા શાતીદાતા કહેવાય છે. જ્યારે જીવો, સારા કર્મ, તથા વિશેષે કરીને યોગ વડે ખરૂ આત્મજ્ઞાન તથા ઇશ્વરની ઓળખ મેળવે છે, ત્યારે તે તેમને પદાર્થના બન્ધથી છૂટા કરે છે આ પદાર્થ, જે જીવો તેમા કેદ કરાએલાં છે, તેમને દુઃખી કરે છે, અને ઇશ્વરની શોધમાં તેમને અડચણ કરે છે જ્યારે જીવો આ જગતર્થી છૂટી જવાને ફતહેમંદ થાય છે, ત્યારે તેમને મુક્તિ મળી એમ કહેવાય છે. આ સ્થિતિમા તેઓ કંઇ લાખો વરસો સુધી પરમાનદમા રહે છે. પછી બીજા મહા પ્રલય પછી, (એટલે આ તે સમય છે, કે જેમાં પરમાત્મા જગનોત્પતિના ઉપાદન કારણોને નક્કિ કરે છે) તેઓ પોતાનો પરમાનદ મુકી દે છે અને જગતમાં ફરીથી જન્મ લે છે. આ સ્થિતિ અનંત છે જીવ જગતમા આવે છે, અને સુકર્મ વડે ઇશ્વરમા પૂર્ણાનંદ મેળવે ત્યા સુધી, જન્મ મરણ ભોગવ્યા કરે છે પરમસૂખ અમુક સમય સુધી ભોગવે છે, અને ફરી તેજ જન્મ મરણના માર્ગ ઉપર ચાલવાને તે પાછો આવે છે આ આવજા સદાકાળ સુધી થયા કરે છે આ ઇશ્વરજ્ઞાનમાથી કેટલાક સવાલો ઉભા થાય છે તે પુછવાની હું ઇચ્છા રાખુ છું. પહેલો સવાલ પુછવા પહેલા સ્વામી દયાનદજીના શિક્ષણમાથી હૂ બે વાક્ય ઉતારીશ

(૧) ઇશ્વરનુ કોઇ કામ નિષ્પ્રયોજન નથી થતુ પૃષ્ઠ ૨૦૨.

(૨) તે સર્વની ભલાઇ તથા સર્વને માટે સુખ ચાહે છે, પૃષ્ઠ ૧૭૩.

જે છોકરાઓ ભૂમિતિનો અભ્યાસ કરે છે, તેઓ પોતાની ભૂલોથી બચવા સારૂ સિદ્ધાંતો કામમાં લે છે, તેજ રીતે હું પણ મારી સંભાળને માટે આ બે સિદ્ધાંત લઉં છું; અને તેઓમાં સત્યાર્થ પ્રકાશમાંથી બીજા બે શબ્દો ઉમેરીશ કે તે—પૂર્ણ જ્ઞાની છે, અને—સર્વસામર્થી છે. આ પ્રમાણો કે જેમને માટે, ઘણા લોકો સમ્મતિ આપશે તેમને ધારણ કરીને આપણે સત્યાર્થ પ્રકાશનું ઇશ્વરજ્ઞાન તપાસીએ, અને જોઇએ કે જે અડચણો તેમાં જણાય છે, તે ખરેખરી છે કે કલ્પિત છે. કોઇ આર્યસમાજી ન હોય તેવા વાંચકના મનમાં જે પહેલો સવાલ પેદા થાય છે તે આ છેઃ—

> જીવોનું મુક્તિના સુખમાથી નીકળીને, જન્મ મરણની કેદમાં ફરી ફરીને ઉતરવું, એ વાત; જે પરમાત્મા વિષે આપણે સમ્મત થયા કે, તેના કોઇ કામ નિષપ્રયોજન નથી, તથા તે બધાનું સુખ; અને ભલું ચાહે છે, તેના સ્વભાવ સાથે મળે છે કે નહિ ?

સત્યાર્થપ્રકાશમા ઘણી જગ્યામા લખ્યુ છે કે, મુક્તિ એક એવી સ્થિતિ છે કે, જેને માટે આપણે બધાંએ મહેનત કરવી જોઇએ. વળી એમ પણ કહેલું છે, કે જીવ જ્યારે મુકિત નથી ભોગવતો ત્યારે બંધનમાં હોય છે. તે સ્થિતિને માટે કહેલુ છે, કે ઇશ્વર સાથે સંપૂર્ણ મેળાપ તથા પૂર્ણાનન્દની સ્થિતિ છે. ત્યારે આ આનંદિત સ્થિતિ મેળવ્યા પછી જીવને તેમાં રહેવા દેવાને પરમેશ્વર શામાટે નારાજ હોય ? તમે માનોછો કે આત્માનું પરમસુખ તે મુકિત છે. તમે કહો છો કે ઇશ્વર બધાં માટે આનદ તથા પરમસુખ ઇચ્છે છે. જો એમ છે તો તેની ઇચ્છા એવી હોવી જોઇએ, કે બધાં મુકિત પામે અને જો તે હમણા એવું ઇચ્છે છે, તો સદા એવુંજ ઇચ્છશે કેમકે તે બદલાતો નથી. સદાકાળસુધી તેવો ને તેવોજ રહે છે. આ વાત સત્યાર્થ પ્રકાશના ઘણા ભાગોમા લખેલી છે.

માટે મને એમ લાગેછે કે, બન્ને વાતો સાચી હોઇ શકે નહીં. (૧) કાતો તે આપણું ભલુ તથા આપણુ સુખ ચાહાતો નથી; અને તેઓમાંથી આપણને કાઢી મુકીને દુઃખી કરવાથી રાજી થાય છે (૨) અથવા કાતો જેમ સ્વામી દયાનંદ સરસ્વતી કહે છે તેમ, તે આપણું ભલું ચાહે છે. જો એમ હોય તો, તે પોતા સાથેના આપણા સપૂર્ણ મેળાપ મુક્તિમાંથી આપણને કાઢી મુકવાની ઇચ્છા કરેજ નહીં.

પણ કદાચ તમે કહેશો કે એ ઇશ્વરની ઇચ્છાથી નથી—તેના ગુણોમાંનો એક ગુણ, જે ઉપાદાન કારણ કહેવાય છે, તે તેને એમ કરવાની જરૂર પાડે છે. પરંતુ આ વાત અસંભવિત છે, ઇશ્વર સર્વગુણસંપન્ન છે, માટે તેના બધા ગુણ સંપૂર્ણ હોવા જોઇએ, ને જો તેઓ સંપૂર્ણ હોય, તો તે-ઓની વચ્ચે, વિરૂદ્ધતા હોઇ શકેજ નહીં, કેમકે કોઇ પણ સંપૂર્ણ વસ્તુના બધા ભાગોએ, એક બીજા સાથે સંપૂર્ણ મેળમાં રેવું જોઇએ. માટે દયા, તથા આપણું ભલું કરવાની ઇચ્છા—કે જે ગુણો વિષે આપણે જાણીએ છીએ કે તે રાખે છે, તે વડે જ્યારે આપણે એકવાર મુક્તિના આનંદને પ્રાપ્ત કરીએ; ત્યારે તેમા રેવા દેવું એ અવશ્યનુ છે. દેવમાં દયાનો જે ગુ-ણ છે, તેને ઉલટો બીજો કોઇ ગુણ હોય એમ આપણે માની શકતા ન-થી. આપણે કાંતો તેમાં દયા તથા પ્રિતિ છે તેનો, અથવા, કાંતો તે આ પણને દુ:ખી કરવા સારૂ પોતાના મેળાપથી જુદા કરશે, એ બેમાંથી એક વાતનો નકાર કરવો જોઇએ. એમ છે કે નહીં?

હા, જો બંધનમાં પાછા આવવાથી કાંઇ મળતુ હોય—જો જીવની આત્મિક સ્થિતિ શ્રેષ્ઠ થતી હોય, તો હું ધારૂં છુ ફરીથી જન્મ લેવાની વાત માનવા લાયક છે, કેમકે ત્યારે તે દયાના ગુણ સાથે મળતા આવશે, પણ સત્યાર્થ પ્રકાશમાં શીખાડયું છે કે એ પ્રમાણે નથી:—

જેવી હમણાં છે તેવી પૂર્વે હતી અને આગળ પણ થશે. પૃષ્ઠ ૨૦૮.

જે સ્થિતિમાથી આપણે હાંકી કઢાઇએ છીએ, તે કરતાં ભવિષ્યની સ્થિતી કોઇ રીતે જો જુદી ન હોય, તો હાલ આપણને બન્ધનમાં રાખવા-નો હેતુ શો છે? એથી કાંઇ મેળવી શકાતું નથી. આપણે માત્ર જે સ્થિ-તિમાંથી હાંકી કઢાયા હતા, તેનેતેજ મેળવવાને ઘણા જન્મ મરણનું દુ:ખ, તથા ઇશ્વર સાથેના આત્મિક મેળાપની જુદાઇ વેઠીએ છીએ. ધારો કે એક બાપ પોતાના દિકરાપર ઘણી પ્રિતિ રાખે છે, તેને નદી આગળ લઇ જઇને તેમાં ઢેલી પાડે, પછી તે છોકરો કાંઠે પોચવાને મહામેનતે તરફડીઆં મારે. અને ધારો કે તેનો બાપ કાઠાપર ઉભો રહીને તેને હિમ્મત આપે, તથા બચવાની રીત બતાવે. છેવટે જ્યારે કાઠે પોચે ત્યારે, બાપ તેને થોડા વખત માટે લઇ લે તથા લાડ કરે, પણ પછી પાછો પકડીને તેને નદીમા ઢેલી પાડે. હવે આ બાપ કોઇ પણ હેતુ રાખ્યા વગર, આ પ્રમાણે કરે તો શુ આપણે તેને નિર્દય તથા મૂર્ખ નહી કહીએ?

તમે કહો છો કે મુક્તિ એ જીવની તે સ્થિતિ છે, કે જેમાં, જીવ બધાં પાપોથી છુટી જઇને, ઇશ્વર સાથે સંપૂર્ણ મેળાપ ભોગવે છે. આવી સ્થિતિમાં

સુધારાને માટે કોઇ જગ્યા નથી. કેમકે તે વધારે સંપૂર્ણ થઇ શક્તિ નથી. તે માટે મને એમ લાગે છે, કે ઉપર આપેલા એક બાપના દાખલા પ્રમાણે, એવા જીવોને ફરી ફરીને બન્ધનમા ઠેલી પાડવા, એ ઇશ્વરને માટે નિર્દયતા તથા કંઇ પણ હેતુ વિનાનું કામ છે.

પણ સ્વામી દયાનંદ એ વિષયપર એમ કહે છે:—

" જો ઇશ્વર અન્તવાન કર્મોનું, અનન્ત ફળ આપે, તો તેનો ન્યાય નષ્ટ થઇ જાય " પૃષ્ ૨૩૦

હું નથી ધારતો કે જીવને જે સુખ મળે છે, તે તેના સારા કર્મોનો બદલો હોય. પણ એમ ધારૂં છું કે, તે પાપથી મુક્તિ, તથા ઇશ્વર સાથેના મેળાપનું એક સ્વભાવિક પરિણામ છે. માટે જેઓ સંપૂર્ણતાને પોચે છે તે તેમના કર્મોનો બદલો હોય એમ આપણે કહી શકતા નથી; પણ એતો, જે સંપૂર્ણતાને તેઓ (જીવ ) પામ્યા છે, તે સંપૂર્ણતાનો સીધો તથા સ્વભાવિક બદલો છે. જો સુખની સ્થિતિ બદલા તરિકે મળતી હોત; તો જે કર્મોને બદલે તે મળે છે તે કર્મોની સંખ્યા તથા ગુણ પ્રમાણે, એનો ભોગવટો અસિમ હોત. પણ જે સ્થિતિનો એ સ્વભાવિક પરિણામ છે. તે સ્થિતિ વખતના બન્ધનમાં નથી, માટે તે સુખ પણ, વખતના બન્ધનમાં નથી.

સ્વામી દયાનંદ વળી કહે છે, કે જો જીવો પાછા બન્ધનમાં ન આવે તો મુક્તિ સ્થાનમાં ઘણી ભાડાભીડ થઇ જશે. જુઓ પૃષ્ ૨૩૦

આ વાત પણ અસંભવિત લાગે છે, કેમકે તમે બધા અમારી સાથે માનો છો, કે ઇશ્વર સર્વવ્યાપક છે, અને વખત તથા અવકાશના બન્ધમા નથી. જીવ મુક્તિની સ્થિતિમાં કેવી રીતે રહે છે, તે વિષે સત્યાર્થપ્રકાશ આ પ્રમાણે શીખાડે છે:—

જે બ્રહ્મ સર્વત્ર પૂર્ણ છે, તેમા મુક્ત જીવ અવ્યાહતગતિ હોય છે, એટલે તેને અટકાવ કે રોકાણ હોતાં નથી, અને તે વિજ્ઞાન, અને આનંદપૂર્વક સ્વતંત્ર વિચરે છે પૃષ્ ૨૨૯.

માટે, જો ઇશ્વર આખા બ્રહ્માંડમા વ્યાપી રહેલો છે, અને મુક્તિ પામેલા જીવ કઇ પણ અટકાવ વિના, સ્વતન્ત્રતાથી તેમાં આમ તેમ રમણ કરી શકે છે, તો તેઓ કોઇ રીતે સિમામા નથી; કેમકે જે બ્રહ્માંડમાં ઇશ્વર વ્યાપી રહેલો છે તે બ્રહ્માંડના તેઓ અંગ છે. ખરી રીતે જોતાં માત્ર પદાર્થજ, લંબાઇ પહોળાઇ ઇત્યાદીના માપથી માપી શકાય છે. એ રીતે આત્મા કોઇ સિમાને આધિન નથી; કેમકે તેને લંબાઇ, પહોળાઇ, ઉંચાઇ,

ખન્નન કે નકારપણું છેજ નહીં. જેમકે તમારા સ્વામીએ ડહાપણથી કહ્યું છે, કે સ્વર્ગ એ કોઇ જગ્યા નહીં, પણ સ્થિતિ છે જગ્યા હોય તો તેમા ભીડ થાય, પણ સ્થિતિ વિષે એમ નથી, કેમકે જે ચીજો માપી શકાતી નથી, તેમાં ભીડ થઇ શકતી નથી.

ઉપલી સરથાઓથી હુ આ નિર્ણય કાડુ છુ, કે મુક્ત થએલા જીવોનો જન્માજન્મ. જેનો તમારા ઉપદેશકો પ્રચાર કરે છે, અને તમારા સત્યાર્થ પ્રકાશમાં શીખાડેલું છે, તે સ્વામી દયાનંદે પોતાના પૂસ્તકમા બતાવેલા ઇશ્વરની પ્રકૃતિથી ઉલટું છે. કેમકે જો તે સર્વ શક્તિવાન હોય, તો તે તેની સર્વજ્ઞ, પવિત્ર, શુદ્ધ, દયાળુ, ન્યાયી, તથા પરોપકારી પ્રકૃતિથી જે વિરૂદ્ધ ન હોય તે બધુ કરી શકે છે. અને આ ગુણોથી વિરૂદ્ધ હોય, તેવુ કોઇ કાર્ય તે કરી શકતો નથી. એ રીતે સપૂર્ણ થએલા જીવોને, જો તે દુઃખમા પાડે, તો વેનામા એવો ગુણ જણાશે, કે જે તેની દયાથી વિરૂદ્ધ હોય. અને તે સંપૂર્ણ ઇશ્વર થઇ શકતો નથી કેમકે સપૂર્ણતામા એકયતા વિના બીજું કંઇ હોઇ શકેજ નહીં.

એક બીજી વાત મનમાં આવે છે સત્યાર્થ પ્રકાશના પૃષ્ઠ ૧૮૩માંથી નીચલી વાત ઉતારીને તે ઉપર વિચારાએ.

જીવ વિષે તેમાં શીખાડેલુ છે કે –

તેનો સ્વભાવ, પવિત્ર, અવિનાશી અને ધાર્મિક આદિ છે જો આ ઉપલી વાત ખરી છે, તો, જીવ, જે સ્વાભાવિક રીતે, શુદ્ધ તથા સદગુણી છે તેને પ્રકૃતિ બગાડે છે; તથા પરમાત્મા તેને ( જીવને ) પ્રકૃતિ સાથે જોડે છે; માટે એ બન્ને ( પ્રકૃતિ તથા પરમાત્મા. ) સપૂર્ણતામાં અટકાવ નાખનારાં ઠરે છે એમ માનવાની આપણને જરૂર નથી પડતી શુ ?

આ સવાલ વિચિત્ર છે પણ તમારો મત મને એ પુછવાની જરૂર પાડે છે. તમારો મહાન શિક્ષક કહે છે કે પરમાત્મા શુદ્ધ કરવા વાળોછે અને સાથે સાથે એમ પણ કહે છે, કે જીવને તથા પદાર્થને જોડવા એ તેનું કામ છે. એવી રીતે જોડવાથી, તે, જીવની ભ્રષ્ટતાનુ ઉપાદાન કારણ થાય છે. તમે માનો છો કે મુક્ત જીવ, (મુક્તિ પામેલો જીવ) તેની શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સંપૂર્ણતા તથા સુખની સ્થિતિમા હતો. તમે એમ માનો છો, કે બન્ધનમા આવવા પહેલાં તેની જે સ્થિતિ હતી, તે કરતા વધારે શ્રેષ્ઠ સ્થિતિમાં પોચાડવાના કોઇ હેતુ વગર, હલકી દશામા નાખવા સારૂ તે સ્થિતિમાથી પરમાત્માએ તેને કાઢયો. જો આ વાત એમજ હોય, તો પરમાત્મા જીવોનો શુદ્ધ કરવા વાળો નહીં, પણ ભ્રષ્ટ કરવા વાળો થયો અને એ એમજ હોવુ જોઇએ.

કેમકે તમારૂં પુસ્તક કહે છે, કે જીવનો ' સ્વભાવ પવિત્ર તથા ધાર્મિક છે.' અને જ્યારે ઇશ્વર તેપર કામ કરવા માંડે છે; ( એટલે તેને પ્રકૃતિ સાથે જોડે છે. ) ત્યારેજ માત્ર તે ભ્રષ્ટ થાય છે.

પણ સ્વામી દયાનંદ પ્રમાણે તમે કહેશો, કે "જો દુ ખ ભોગવવાનુ ન હોય, તો સુખ ભોગવવાનુ પણ ન મળે." અને કે ઇશ્વરે આપણને જન્મ મરણના ચક્ર સાથે જે બાધ્યા છે, તે તેની દયાને લીધેજ છે. કેમકે જો પદાર્થના સમાગમવડે દુઃખ ન ભોગવ્યુ હોત, તો તેના બન્ધનથી છુટા થયા પછી જે સુખ થાય છે, તેની કદર આપણે કરી શકત નહીં.

આ વાત તદન ખરી છે. અમે પણ માનીએ છીએ, કે સંપૂર્ણ પરમાનન્દનો માર્ગ દુ ખમા થઇનેજ નીકળે છે. દુ ખ અને કષ્ટ વડેજ જીવ સંપૂર્ણતાને પોચેછે. પણ જ્યારે તમે આ વાત બોલો છો, ત્યારે શુ તમે આ એક ભુલ નથી કરતા—કે, જે જીવ મુક્તિને પામ્યો છે, તેને માટે તમે કહો છો, કે તે પરમાનંદ તથા પરમગતિને પામ્યો છે. પરમ એ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હાલત છે જે જણ આનદ તથા પવિત્રતાની શ્રેષ્ઠ સ્થિતિને પામ્યો છે, તે તેથી વધારે આગળ જઇ શકતો નથી. કેમકે તે કરતાં ચઢતી, બીજી સ્થિતિ છેજ નહીં. માટે મુક્તિમા આ સ્થિતિને પોચી ગયા પછી એમ કહેવુ, કે આ સ્થિતિ દુ ખ ભોગવ્યાથી સુધરશે, એ માત્ર મુર્ખતા છે. તમે સંપૂર્ણને સુધારી શકતાજ નથી

હુ ધારૂં છુ, આપણે ઉપર સાબિત કરી ચૂકયા છીએ, કે ફરીને જન્મ લેવાથી, જીવની છેવટની દશા સુધરવાને બદલે, ઉલટી દુઃખી થાય છે. ને જો એમજ હોય, તો જીવને ફરી ફરીને જન્મ આપવો, એ દયાનું કામ નથી. જો આપણે કહીએ કે ઇશ્વર એમજ કરે છે, તો આપણે એ પણ માનવુ પડશે, કે દયાના ગુણ પર આધાર રાખનારા જે ગુણો છે; તે તેના સ્વભાવની અંદર નથી માટે તે પ્રિતિવાન હોઇ શકતો નથી. કેમકે જે પ્રિતિવાન હોય તેણે દયાળુ પણ હોવુ જોઇએ. દયા વિનાની પ્રિતી અશકય છે

આ નિર્ણયપર આવ્યા પછી, આપણને એ જાણવાની જરૂર પડે છે; કે સ્વામી દયાનંદ સરસ્વતી જે પરમાત્મા આપણને દેખાડે છે, તેનો સ્વભાવ કેવો છે.

પહેલાં તો, આપણે તેને ઉત્પન્ન કર્તાનુ નામ આપી નથી શકતા, કેમકે આગળથી હસ્તી ધરાવનાર પદાર્થોને તે મેળવે છે, માટે આપણે તેને જોડનાર કહી શકીએ. વળી આપણે તેને સર્વશક્તિમાન નથી કહી શકતા;

૩૦૨૮.

કેમકે એવા માત્ર ત્રણજ કામ છે, કે જે તે કરી શકે છે. એટલે (પ્રકૃતિને) જોડવી, તથા જીવ જ્યાં સુધી બન્ધનમા રહે ત્યાંસુધી, તેને પાપોની શિક્ષા, તથા સારા કર્મનો બદલો આપવો (?) અને બ્રહ્માંડને તેના ઉપાદન કારણોમાં પાછુ વેરી નાંખવુ.

આમાની બીજી વાતપર મેં (?) લગાડયુ છે, તેનું કારણ એ છે જે, આ વિષયમાં સત્યાર્થપ્રકાશ તથા આર્યા સમાજનુ શિક્ષણ, ઇશ્વરની શકિતનો નકાર કરનારૂ છે, તે ખાત્રી પૂર્વક છે. સને ૧૯૦૭ ના ફેબ્રુવારી માસની બીજી તારીખે, ગુજરાંવાલાની (પંજાબમા એક શહેર છે.) ધર્મ સભામાં, "કર્મ કે કૃપા" એ વિષયપર જે સંવાદ થયો હતો તે તરફ તમારૂ ધ્યાન ખેંચવા માગુ છુ. તે વખતે આર્ય સમાજના બધા ઉપદેશકોએ, આ વાત નિશ્ચિપણે કબુલી હતી, કે જીવ કૃપાએ કરીને નહી, પણ કર્મે કરીને મુકિત પ્રાપ્ત કરે છે. આમાં, તેએ પોતાના ગુરૂના શીખવ્યા પ્રમાણે ખરા છે, કેમકે એ વિષે સ્વામીજીએ કીધુ છે જે—

ધર્મયુકત સત્યભાષણાદિ કર્મ કરવા, અને મિથ્યા ભાષણાદિ ધર્મને છોડી દેવાં, એજ મુકિતનાં સાધન છે. પૃ૪ ૨૨૨.

આ ઉપરથી આપણે જોઇએ છીએ, કે ઇશ્વરની કૃપા નહીં; પણ આપણા પૂન્ય, આપણને મુકિત એટલે આનંદ મેળવી આપે છે. અને જ્યારે આપણે એ જાણ્યું, કે સારા કર્મના બદલામા મુકિત પ્રાપ્ત થાય છે, તો એનુ છેવટ, એમ પણ લાવવાની આપણને જરૂર પડશે, કે ભુંડા કર્મનુ ફળ બન્ધન છે. ખરીરીતે જોતાં સ્વામી દયાનંદજીએ, એ વિષે પણ એટલુંજ કહેલુ છે; કે દરેક વાત ઇશ્વરપર નહીં, પણ જીવ ઉપર આધાર રાખે છે. આ નીચેના ટાંચણથી એ વાત સાફ જણાય છે—

એજ જીવ સહુનો પ્રેરક, સહુનો ધર્ત્તા, સાક્ષી, કર્ત્તા, ભોકતા કહેવાય છે. પૃષ્ઠ ૧૨૪.

આ શોધ આપણને કેવા ઠરાવપર લાવે છે ?

(૧) કે ઇશ્વર એક પરિમિત આત્મા છે, ને તેમા, માત્ર એજ કામ કરવાની શકિત છે—(ક) પરમાણુઓને એકઠાં મેળવીને તેમને જગતનુ (બ્રહ્માંડ) રૂપ આપવુ. (ખ) આ જગતને પાછુ તેના ઉપાદન કારણોમા વેરી નાખવુ.

(૨) ઉપર વર્ણવેલા બે કામ શિવાય, બીજી સત્તા તેમા નથી; તથા જીવ અને પદાર્થના કર્તવ્યમા તે બીજો કઇ ભાગ લેતો નથી.

( ૩ ) જીવ પર તેની જે અસર થાય છે તે ખરાબ છે; કેમકે જો તે જીવને વખતોવખત, પદાર્થ સાથે નકામો સમાગમ કરાવીને અટકાવત નહીં; તો તે ( જીવ ) સ્વભાવિક રીતે પવિત્ર હોવાને લીધે, સદા અત્યાનંદ તથા સંપૂર્ણતાની સ્થિતિમાં રહેત.

( ૪ ) તે નિર્દય, અપ્રેમી તથા હેતુ વિનાનો છે. ( નિર્દય તથા અપ્રેમી એટલા માટે, કે તે આનંદને બદલે દુઃખ આપે છે, અને સંપૂર્ણને અસંપૂર્ણતાની સ્થિતિમાં ઠેલી મુકે છે. હેતુ વિનાનો એટલા માટે, કે કોઇ લાભ પ્રાપ્ત થવાના હેતુ વિના, તે તેમને ઠેલી મુકે છે. ઇશ્વર કંઇ પણ હેતુ રાખ્યા વિના આમ કરે છે તે, સ્વામી દયાનંદે આપેલું પ્રમાણ; કે જેવી હમણાં છે, તેવીજ પૂર્વે હતી, અને આગળ પણ થશે, એ આપણે આગળ જોયું છે. તે પરથી સાબિત થાય છે. )

( ૫ ) ઇશ્વરનું હોવું જીવને આનંદનું નહીં, પણ દુઃખનું કારણ થાય છે. કેમકે ઇશ્વરની શકિત સાથેના સમાગમનો પરિણામ, જીવને માટે ખેદ તથા દુઃખ થાય છે.

( ૬ ) માટે જો જીવ એકલો હોત, અને ઇશ્વર તથા પ્રકૃતિ ન હોત, તો વિશેષ સારૂં થાત.

મને એમ લાગે છે તમે જે માનોછો તેનાથી, આ ઉપરની ૭ વાતો તમને ઘણી જુદી લાગશે; તો પણ જો આ આખી ચોપડી તમે સંભાળથી તથા એકભાવથી વાંચશો, તો હું ધારૂં છુ તમે કબુલ કરશો, કે આ ૭ દલીલો સત્યાર્થ પ્રકાશની ઇશ્વરજ્ઞાનવિદ્યાના સારનો સાર છે, જેના પુરાવા પહેલા ભાગમાં ટાંચેલાં છે.

જે સાર કાઢવામાં આવ્યો છે, તે જો ન્યાયશાસ્ત્રના નિયમ પ્રમાણે ખરો હોય, તો તે આપણા સહુને વિચારવા જોગ છે:—કે સ્વામી દયાનંદજીનું જે વર્ણન, આપણે આ ચોપાનીઆના પહેલા ભાગમાં, આપણા સિદ્ધાંત તરિકે લીધું હતું, ( એટલે ઇશ્વરનું કોઇ કામ નિષપ્રયોજન નથી. ) તે વર્ણન સાથે, આવા બ્રહ્માંડનો મેળ કદી બેસતોજ નથી. બીજો સિદ્ધાંત કે, તે ( ઇશ્વર ) સર્વની ભલાઇ, તથા સર્વને માટે સુખ ચાહે છે. એ પણ ઉપર દર્શાવેલી ૭ દલીલોના ઇશ્વરને માટે નિશંક બુદ્ધિહિણ તથા અસંભવિત વાત છે.

---

આર્યસમાજના મારા ભ્રાતૃઓ, તમારે આ દલીલો ઉપર વિચાર કરવો જોઇએ. મારી વિનંતી એ છે જે, તેમને માત્ર જુડી પાડવાની ધારણાથી નહીં, પરંતુ સત્યાર્થ પ્રકાશના ઇશ્વરજ્ઞાન વિષે, જે પરિણામ પર હું આવ્યો છું, તેમા કંઇ સત્યતા છે કે નહી, તે જાણવા સારૂ, તમારે તે વાચવો જોઇએ. જો મેં ભુલો કાઢી હોય, તો તે માન્ય કરીને પોતાને સુધારવા સારૂ હું તૈયાર છું. મારો પોતાનો ધર્મ, ખરો પાડવા સારૂ મેં આ લખ્યું નથી. તમે જુઓ, કે મારા ગુરૂ ઇસુ ખ્રિસ્ત વિષે, મે આ પુસ્તકમા એક શબ્દ પણ નથી લખ્યો. જે રીતે મેં આરંભમા કહ્યું હતું, કે સત્ય, ખ્રિસ્તી, હિંદુ, મુસલમાન કે આર્યો નથી; તે રીતે મેં કોઇ ધર્મને માટે નહીં, પણ આ પવિત્ર સત્યને માટેજ લખ્યુ છે.

તમે માનો કે ન માનો, મેં આ બધુ પ્રેમથી લખ્યું છે. જો તમારા મત ભુલ ભરેલા હોય—હુ એમજ માનુ છુ—અને તમને તેમાથી છોડવવાની મહેનત ન કરૂ. તો હું તમારો ભાઇ છુ, એ દેખાડી આપવાની બીજી કોઇ સારી રીત નથી.

જો તમારો ધર્મ સત્ય ઉપર રચાયલો છે, તો હુ અથવા બીજો કોઇ પણ, તેને હલાવી શકતો નથી. મારો લખવાનો હેતુ, તમારા મહાન શિક્ષકના શબ્દોમાં હુ આપીશ:—

મારો કોઇ નવીન કલ્પના કે મત મતાન્તર ચલાવવાનો લેશ માત્ર પણ અભિપ્રાય નથી. કિન્તુ જે સત્ય છે તેને માનવુ, મનાવવુ, અને જે અસત્ય છે તેને છોડવુ અને છોડાવવુ મને અભિષ્ટ છે. પૃષ્ઠ ૫૫૦.
તમારી ફરજ પણ હુ તેમનાજ શબ્દોમા આપીશ.

જે પક્ષપાત રહિત ન્યાય સત્યનુ ગ્રહણ, અસત્યનો સર્વથા પરિત્યાગરૂપ આચાર છે, તેનુજ નામ ધર્મ, તથા એથી ઉલટું જે પક્ષપાત સહિત અન્યાયાચરણ સત્યનો ત્યાગ તથા અસત્યનુ ગ્રહણરૂપ કર્મ છે તેનેજ અધર્મ કહે છે.

માટે હું તમારી વિનંતી કરૂછુ, કે આ નાનું પૂસ્તક વાચતી વખતે પક્ષપાત રહિત થશો. મે જે કીધુ છે તેમા સત્ય છે કે નહીં તે, જાણવાની તસ્દી લેશો. જો તમને તે મળે તો તેને કબુલ કરશો, ને જો તમને ભુલો મળે, તો બીજાઓને દેખાડશો માત્ર જેમ મેં તમારા ઉપદેશકોને, તથા સત્યાર્થ પ્રકાશના લેખકની વાતને વિચાર પૂર્વક ધ્યાન આપ્યું છે, તેમજ તમે પણ મને વિચાર પૂર્વક ધ્યાન આપશો.

**अलमति विस्तेरण बुधिमद्दूर्येष. ॥**